# શ્રી કામરેજ મહાલ ખેડુત મંડળ.

ચતુર્થ સંમેલનના પ્રમુખ

## શ્રીયુત મણીભાઈ નરોતમભાઈનું ભાષણ.

તા૦ ૨૫-૩-૧૯૨૨ પારડી.

# શ્રી કામરેજ મહાલ ખેડુત મંડળ.

## ચતુર્થ સંમેલનના પ્રમુખ

## શ્રીયુત મણીભાઈ નરોતમભાઈનું ભાષણ.

તા૦ ૨૫-૩-૧૯૩૨ પારડી.

**પ્રતિનિધી બંધુઓ, અને સદ્‌ગૃહસ્થો.**

મારા ભાષણનો આરંભ કરવા પૂર્વે, આપે આ સમારંભના પ્રમુખ તરીકે મારી કરી છે, તે માટે હું આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. વડોદરા રાજ્યના નવસારી પ્રાંતના કોઇપણ તાલુકામાં વ્યવસ્થિતપણે કામ કરતું ખેડુત મંડળ અસ્તિત્વમાં હોય તો તે માત્ર આ તાલુકામાંજ છે. અને તેનું માન આ મંડળના ખંતીલા કાર્યવાહકોને ઘટે છે. આ સંમેલનમાં અને આપણા તાલુકામાં મારા કરતાં, ઘણા વધુ લાયક ગૃહસ્થોની પ્રમુખસ્થાન માટે પસંદગી કરી શકાય એમ હતું, એમ છતાં મારી પસંદગી કરવામાં આવી છે તે માટે હું આપનો ઉપકૃત છું. હું આશા રાખું છું કે, મારા કાર્યમાં આપ સર્વ સહાય કરી, આપણા દેશના આધુનીક વાતાવરણનો ગંભીરપણે વિચાર કરી, આ રાજ્ય અને ખેડુત મંડળની મારાથી જે સેવા થઇ શકે તેમાં તથા આ સમારંભના કાર્યને યશસ્વી બનાવવામાં આપ સર્વ પ્રકારની મદદ કરશો. મારી પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે કે આરંભેલા કાર્યને નિર્વિઘ્ને પાર ઉતારી આ મંડળને ભાવી ખેડુત પ્રજાના ઉદ્ધારનું સાધન બનાવે.

**બંધુઓ,**

આજના સમારંભનાં કાર્યનો પ્રારંભ આપણે આપણા પ્રજાવત્સલ રાજ્યપિતા શ્રીમંત મહારાજા સાહેબ અને રાજ કુટુંબને દીર્ઘાયુ ઇચ્છી, શ્રીમંતની પ્રજા કલ્યાણની સર્વ ભાવનાઓ પરિપૂર્ણ થાઓ એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી કરીશું.

આ મંડળની સ્થાપના આપણા દેશના ઉધ્ધારાર્થે થતી પ્રવૃતિઓના પ્રયત્નરૂપે થયેલી છે. ગત બે વર્ષમાં ભારતવર્ષનાં વાતાવરણમાં મહાન પરિવર્તન થયું છે. દેશમાં વધેલી કંગાલીયત જીવનને ટકાવવાના સાધનો અને ભુખમરા રૂપી ક્રુરકાળના જડબાંમાં હોમાયલાં રંક ભારત સંતાનોના કર્‍યાદ રૂદનને સાંત્વન આપનાર જો કોઇ સાધન હોય તો તે ખેડુતોજ છે એમ હું માનું છું. હવે લાંબાં ભાષણો કરવાનો સમય રહ્યો નથી, પરંતુ વિચારોને આચારમાં મુકી ઇચ્છીત ફળ કેમ પ્રાપ્ય થાય તેમ કર્તવ્ય પરાયણ થવાની જરૂર છે.

ગત વર્ષમાં ઓરણા મુકામે મંડળનું તૃતિય સંમેલન આપણા રાજ્યની ધારાસભાના લોકપ્રિય સભાસદ શ્રી૦ વ્રજભાઈ વાલજીભાઇ પટેલના પ્રમુખસ્થાને થયું હતું. તેમણે રાજાપ્રજા બન્નેના ધર્મ વિષે કહેવાનું ઘણું કહ્યું છે. તેમજ ચાલુ માસની તા. ૧૭ તથા ૧૮મીએ વડોદરામાં વડોદરા રાજ્ય પ્રજા મંડળની તૃતિય પરિષદના પ્રમુખ શ્રી૦ હરીલાલભાઇ ગોવિંદજી પરીખના ભાષણમાં રાજ્યની, દેશની, પ્રજાની, ખેડુત તથા મજુરોની આધુનીક સ્થિતિનું દીગદર્શન વિશાળરૂપમાં કર્યું છે, એટલે એ વિષે વધુ ઉહાપોહ કરવા હું યોગ્ય ધારતો નથી પરંતુ સાંપ્રત સમયમાં આપણે લાભદાયક કાર્ય શી રીતે કરવું એ વિષેજ મારી યથાશક્તિ મારા વિચારો સાદર કરીશ.

એટલું તો નક્કી છે કે કોઇપણ દેશની ઉન્નતિ કે અવનતિનું દીગદર્શન તે દેશની રાજ્યપદ્ધતી પુરતું થાય છે. જે રાજા પ્રજાનું પુત્રવત પાલન કરે છે, પ્રજાના સુખે સુખી અને દુઃખે દુઃખી હોય છે, તે રાજાનું રાજ્ય રામરાજ્યની ઉપમાને પ્રાપ્ત કરે છે.

આપણા પ્રજાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબ, જેમણે પોતાના જીવનનાં ઘણાં વર્ષો અન્ય દેશોમાં ગાળી, તે તે દેશનો અહોળો અનુભવ મેળવી, પોતાના રાજ્યની પ્રજા સર્વ પ્રકારે સુખી થાય એવી રાજનીતિની યોજનાઓ ઘડી છે; તેનો લાભ શ્રીમંતના જીવનમાંજ દેશજને મળે અને શ્રીમંતની સર્વ અભિલાષાઓ પૂર્ણ થાય એમ રાજ્યના અમલદારોએ અને પ્રજાએ કરવાની ·ર છે. હું દીલગીર છું કે, શ્રીમંતના કાને પ્રજાની આ લક્ષ્યબિંદુની ખરી સ્થીતિનો ઈતિહાસ રૂપમાં રજુ થઇ શકતો હોય એમ લાગતું નથી. આપણે આશા રાખીશું કે અમલદાર અને પ્રજા એક બીજા સાથે સત્ય, ધર્મ અને ન્યાયથી સહકાર કરી, શ્રીમંતની ભાવનાઓને । પ્રયત્ન કરે તો આપણા રાજ્યને આપણે રામરાજ્ય જરૂર બનાવી શકીએ. ટુંકા પગારથી માંડી મ્હોટા પગારદાર અમલદારો, રાજ્યના નોકરો, વ્યાપારીઓ, કારીગરો અને ખેડુતોની આધુનીક સ્થીતિની સત્ય હકીકત મેળવી, જે જે સુધારા કરવા યોગ્ય જણાય, તે કરવા રાજા પ્રજા તૈયાર થાય તો રામરાજ્ય કાંઇ અસંભવિત નથી. હવે આપણે આ તાલુકાના ઇતિહાસનું અવલોકન કરી આપણી જરૂરીયાતો વિષે વિચાર કરીશું. આ તાલુકાનું ક્ષેત્રફળ ૧૫૭ ચોરસ માઇલ છે. પૂર્વ પશ્ચિમ લંબાઇ ૨૧ માઇલ અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૧૨ માઇલ છે. કુલ વસ્તી ૪૨૯૨૯ માણસની છે. તેમાં કણબી, અનાવળા, રજપૂત અને દુબળા મુખ્ય છે. તાલુકાના ૭૨ ગામો છે. કુવાઓની સંખ્યા ૧૭૬૪. છે તે પૈકી ૪૯૧ ખેતી ઉપયોગી અને ૧૨૭૩ ગામ ઉપયોગી છે. તળાવો ૧૪૬ છે.

**ખાતેદારો અને જમીન.**

ખાતેદારો ૮૬૬૪ તે પૈકી જાતે ખેડનારા ૬૨૬૬ અને બાકીના બીજા પાસે ખેડાવનારા છે. જાતે ખેડનારા પાસે ૧૧૭૩૪૦ વિંઘાં અને બીજા પાસે ખેડાવનારા પાસે ૩૧૪૫૦ વિંઘાં જમીન છે. આ ખાતેદારો પૈકી ૫ વિંઘાં સુધીના ૨૪૩૪ પાંચ ઉપરાંત અને ૨૫ સુધીના ૫૮૦ પચીસ ઉપરાંત અને સો સુધીના ૨૦૪૭ સો ઉપરાંત અને ૫૦૦ સુધીના ૧૭૫ અને ૫૦૦ ઉપરના ૭ છે. દર ખાતેદારે લગભગ ૨૦ વિંઘાં જમીન આવે છે.

**મહેસુલ.**

આ તાલુકાની કુલ વસુલ રૂા. ૫૬૨૭૨૧) તે પૈકી જમીન મહેસુલ રૂા. ૪૫૬૭૮૦) લોકલ સેસ રૂા. ૩૧૪૪૧) વેરા ૧૬૮૦) અને આબકારી ૭૬૬૩)ની છે. દર માણસે લગભગ વેરા રૂા. ૧૩ા આવે છે.

## શાળાઓ અને પુસ્તકાલયો.

શાળાઓ ૫૫ અને પુસ્તકાલયો ૧૫ છે.

હવે આપણા તાલુકાની પ્રજાની ઉન્નતિ માટે યોજના ઘડી તે પ્રમાણે કાર્ય કરવાનો આપણે નિશ્ચય કરવો જોઇએ. રાજા અને પ્રજા જો ઉભયનાં ધર્મનું પાલન સત્ય અને ન્યાયની રીતે કરે તો, ઉન્નતિના માર્ગને આપણે નિષ્કંટક બનાવી આ તાલુકાને ટુંક સમયમાં આપણે નમુનેદાર બનાવી શકીએ. નામદાર શ્રીમંત મહારાજા સાહેબે સ્વ. રમેશચંદ્ર દત્ત સાહેબને દીવાન પદે લાવી તેમની પાસે રાજ્યને આબાદ કરવાની જે રચનાઓ રચાવી છે, તેનો ઉપયોગ નિષ્પક્ષપાતપણે રાજ્યે અને પ્રજાએ કરવો જોઇએ.

ગ્રામ્ય પંચાયતો, મહાલ પંચાયતો, પ્રાંત પંચાયતો અને ધારાસભાઓ જે ઉદ્દેશથી સ્થાપ થયાં છે; તેનો લાભ પ્રજાએ લેવો જોઇએ અને પ્રજા જેમ જેમ આગળ વધતી જાય તેમ પ્રજાના હક્ક પ્રમાણે પ્રજાને વધુ છુટ મળવી જોઇએ. અમલદારોએ પ્રજાના હક્કોની વચ્ચે નહીં આવતાં પ્રજાના અને રાજાના હિતેચ્છુ તરીકેજ કામ કરવું જોઇએ.

આ તાલુકાના ૭૨ ગામો છે. વસ્તીનો મ્હોટો ભાગ ખેડુત વર્ગનો છે. પ્રત્યેક ગામે ગ્રામ
પંચાયતો છે. આ પંચાયતોમાં દરેક વર્ગના કેળવાયેલા અને સાચા સેવકોને સ્થાન મળવું
જોઈએ. આવા સેવકો ખેડુત, વેપારી, અન્ય ધંધાદારીઓ તથા મજુરોમાંથી ચુંટાવા જોઇએ.
પ્રત્યેક પંચાયતના પંચોએ પોતાના ગ્રામ્યની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરવા શ્રમ લેવો જોઇએ.
પોતાના ગ્રામ્યના ખેડુતો, વેપારીઓ, અન્ય ધંધાદારીઓ, કારીગરો અને મજુરોની કયી કયી
જરૂરીયાતો છે તેનો તેમણે ઊંડો અભ્યાસ કરેલો હોવો જોઇએ. ગામમાં તંદુરસ્તીખાતું, શાળાઓ
અને પુસ્તકાલયો હોય તેની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હોવી જોઇએ. જો તે તે સંસ્થાઓ ખામી
ભરેલી હોય તો તેમા સુધારા કરાવવા જોઇએ, અને અમલદાર વર્ગનો ધર્મ છે કે, પ્રજા પોતાની
ઉન્નતિ માટે જે યોજના રચે; તેમાં તેમણે સહાય કરી સાચા સલાહકાર તરીકે કાર્ય કરવું જોઇએ.

## ખેતીનો ધંધો.

દુનિયાંના દરેક ધંધામાં ખેતીનો ધંધો વધુ સ્વતંત્ર, સ્વાશ્રયી તથા પવિત્ર છે. તેથી તેનું
સ્થાન ઉંચું રહેતું આવ્યું છે અને રહેશે. આજે વર્ષો થયાં પરદેશી રાજ અને પરદેશી વ્યાપા-
રીઓ હિંદુસ્થાનને ચુસી રહ્યા છે, તોપણ હિંદુસ્થાન પોતાના સનાતન સ્થાનને સાચવી રહ્યું
છે, તેનું માન હિંદુસ્થાનના કંગાળ દેખાતા ખેડુતોનેજ ઘટે છે. જો ખેડુતોએ ધીરજ રાખી ખેતીનો
ધંધો સાચવી રાખ્યો ન હોત તો, આપણા દેશનું સનાતન સ્થાન ક્યારનુંએ નષ્ટ પ્રાય થઇ ગયું
હોત અને આજે હિંદુસ્થાન તરફ કોઇ દ્રષ્ટીપાત પણ કરતું નહોત. કેટલાંએ વર્ષો થયાં પરદેશના
રાજદ્વારીઓ તથા વ્યાપારીઓ અનેકયુક્તિ પ્રયુક્તિઓથી હિંદુસ્થાનમાંથી ધનની રેલ પોતાના
દેશમાં વહેવડાવી રહ્યા છે છતાં પણ આજે દરેક દેશના વેપારીઓને તથા રાજદ્વારીઓને પોતાના
આબાદી માટે આપણા દેશ તરફ દ્રષ્ટી કરવી પડે છે. ખુદ ભારત વર્ષમાં પણ મોટા વેપારીઓ
ગાડી ઘોડા અને મોટરો દોડાવી રહ્યા છે અને ભવ્ય મકાનો બાંધી સહેલ કરી રહ્યા છે, તેઓને
ભાગ્યેજ ખબર હશે કે, જો આ દેશના ખેડુતો બીજાઓના વૈભવ વિલાસ જોઇ પોતાની ધીરજ
ગુમાવી ખેતીનો ધંધો છોડી દે તો શા હાલ હવાલ થાય ! આ સ્થળે મારે એ પણ જણાવવું
જોઇએ કે ભારતવર્ષની પ્રજામાં, વ્યાપારીઓમાં, ખેડુતોમાં અને મજુરોમાં પશ્ચિમના જડવાદની
કેળવણીથી અપ્રમાણીકપણું, અસત્ય, દંભ અને આળસ વગેરેનો વાસો ઘર ઘાલી બેઠાં છે.
પાશ્ચિમાત્ય જડવાદી વૈભવ વિલાસનો રંગ ગામડાંના ખેડુતો અને મજુરોને પણ લાગ્યો છે. તેના
પરિણામે થોડી મહેનતે અથવા પારકાની મહેનતે વધુ લક્ષ્મી મેળવવાની લાલસા વધી છે તેથી, પ્રજા
આ રંક સ્થીતિએ આવી પડી છે, અને સ્વતંત્રતા સ્વાશ્રય અને પરોપકારની વૃતિઓ ગુમાવી
ગુલામીની શૃંખલાથી બંધાઇ ગઈ છે. નાણાંના ચલણનો મોહ પ્રજાના જીવનમાં એટલો વધ્યો
છે કે સારામાં સારા ગણાતા કેટલાક ખેડુતોના ઘરમાં વર્ષની આખરે પોતાના ઉપયોગ જેટલું
ધાન્ય પણ કોઇ વખત નથી હોતું. કારણ દ્રવ્યના લોભે તેઓ ધાન્ય વેચી નાંખે છે અને વર્ષ
આખરે બજારોમાં ધાન્ય ખરીદવા નીકળે છે.

## ખેડુતોનું કર્તવ્ય.

ઉપર જણાવ્યા પ્રમાણે ખેડુતોની આધુનીક સ્થીતિ છે. તે સુધારવા માટે સૌથી પ્રથમ
જમીન એક જથે કરવાની ખાસ જરૂર છે. આ તાલુકામાં ખાતેદારોની સંખ્યા તથા જમીનના
પ્રમાણમાં દર ખેડુતે ૨૦ વીઘાં જમીન આવે છે આટલી જમીન પણ એક જથે ન હોય અને
જુદા જુદા કટકામાં વહેંચાઈ ગયેલી હોય તો, દરેક ખેતરે દેખરેખ રાખવાની, એક ખેતરથી બીજા
ખેતરે જઇ આવવામાં કેટલો ત્રાસ તથા અગવડો વેઠવાં પડે તેનો તથા કેટલો વખત બરબાદ
જાય છે તેનો વિચાર કરશો તો જમીન એક જથે કરવાની જરૂરીયાત તમોને જરૂર જણાશે.

તી-દષ્ટીએ એ કામ અગવડ ભરેલું તથા અશક્ય લાગશે, પરંતુ આમના પાંચ સારા મા... થી થનારા ફાયદાનો વિચાર કરી લોકોને સમજાવે તો એ કામ અશક્ય નથી. વળી શ્રીમં... કારાજા સાહેબે પણ ખેતીની જમીન એક જથે કરવાનો કાયદો કર્યો છે અને તે તા૦ ૧૬ ડીસેમ્બર ૧૯૨૦ ની આજ્ઞા પત્રીકામાં પસિદ્ધ થયો છે તે પણ મદદરૂપ થઇ પડશે. અમેરિકા કે જે આજે ખેતીવાડીના સુધારામાં દરેક દેશો કરતાં અગ્રસ્થાન ભોગવે છે તેના મુખ્ય કારણોમાં ...મા પણ એક છે. ત્યાં તમામ ખેડુતો મોટે ભાગે એકજ જથે જમીન રાખે છે. તેથી તેમને ...જુરીમાં, દેખરેખ રાખવામાં તથા વખતો વખત ખેડ કરવામાં ઘણી સવડતા મળે છે. આથી હું ઇચ્છું છું કે, આપણે ખેડુત ભાઇઓએ આપણી ખેતીમાં સુધારો કરવા માટે સૌથી પ્રથમ જમીન એક જથ્થે કરવા પ્રયત્ન કરવો જોઇએ.

## સહકાર્ય.

ખેતીની સુધારણા માટે સૌથી વધુ અગત્યનું કાર્ય ખેડુતોએ માંહોમાંહે સહકારથી કામ કરવાનું છે. આપણે પ્રાચીન કાળના ખેડુતોનું બંધારણ તપાસીશું તો જણાશે કે તેઓ હમેશાં ખેતીના વખતે પોતાના સાધનોનો એક બીજાની જરૂરીયાત પ્રમાણે મદદ કરી કામ કરતા હતા. તેમજ પોતાનો વધારાનો પાક વેચવા માટે પણ સર્વ સાથે મળી સહકારથી કામ કરતા હતા. આજે પણ કેટલાંક ગામોમાં એ પ્રાચીન સહકારની ઝાંખી થાય છે. હાલમાં મોટા ભાગે એ ધોરણ નાબુદ થએલું જણાય છે, તેને પાછું સજીવન કરવાની જરૂર છે. આપણા રાજ્યમાં શ્રીમંત સરકારે સહકારી મંડળીની યોજનાઓ કરેલી છે અને તે ધોરણે આ પ્રાંતમાં અને આ તાલુકામાં પણ કેટલીક સહકારી મંડળીઓ પણ છે, પરંતુ તેનો શુદ્ધ હેતુ જરાપણ સચવાતો નથી. હાલમાં તો આ મંડળીઓ થોડી મુડી ભેગી કરી થોડી રકમ યુનીયન તથા બીજાં સાધનો મારફતે જમા મેળવી, સભાસદોમાં માંહોમાંહે થોડી ધીરધાર કરે છે પરંતુ એટલેથીજ કાંઇ સહકાર્યનો હેતુ પાર પડતો નથી. આ મંડળીઓને સંગીન પાયા ઉપર કાર્યસાધક બનાવવાની ખાસ જરૂર છે તેમજ ગામેગામ સહકારી મંડળીઓ સ્થાપવાની જરૂર છે. આ મંડળીઓને સંગીન પાયા પર તથા કાર્ય સાધક બનાવવામાં સરકાર તરફથી પણ કેટલીક મદદ થવી જોઇએ. સરકાર તરફથી વડોદરા બેંકને સારી સ્થીતિમાં મુકવા માટે જે સવડતા આપવામાં આવી છે તથા આવે છે તે પ્રમાણે સહકારી મંડળીઓને અગર તો યુનીયનને મદદ આપવામાં આવે તો, નાણા સંબંધીની મોટી જરૂરીયાત પુરી પાડી શકે. સહકારી મંડળીઓમાં અથવા યુનીયનોમાં સાર્વજનીક ફંડના તથા ટ્રસ્ટીઓના, પંચાયતોના વગેરે સંસ્થાઓના નાણાં જમા મુકવામાં આવે તે કાયદેસર ગણાય એવું સરકાર ઠરાવ આપે તો, એ રસ્તે પણ મંડળીઓને નાણાં સંબંધી સારી રકમ મળી શકે. ઉપર પ્રમાણે સરકાર તરફથી મદદની આશા રાખવા ઉપરાંત લોકોએ પોતાની મેળે પણ ઘણું કરવાનું રહે છે. ખેડ કરવા માટે આપણી પાસે ટુંકી જમીન રહેલી હોવાથી કેટલાંક કામો દરેક ખેડુત પોતાની મેળે કરી શકતો નથી તે સહકારી મંડળીઓ દ્વારા કરી શકાય. સહકારી મંડળી દ્વારા ... જાતના હળો, ઓઇલ એનજીન પંપો, જુદી જુદી જાતના ખાતરો મેળવવા સારી જાતના ... તથા એવીજ સામાન્ય ઉપયોગની ચીજો મેળવવા તેમજ ખેડુતોનો પાક વેચવામાં મંડળી ઘણું સંગીન કાર્ય કરી શકાય. આપણા તાલુકામાં ફક્ત સેગવી, વરીઆવ અને પારડી એમ... આવી સહકારી મંડળીઓ છે માટે એવી સંસ્થાઓ ગામે ગામ કરવા માટે સારી... કરવાની જરૂર છે.

## ખેતી સુધારણાર્થે સરકારની ફરજ.

આ રાજ્યની વસ્તીના લગભગ ૬૫ થી ૭૦ ટકા વર્ગ ખેડુતનો છે. તેમ ... ઉત્પન્ન જમીન મહેસુલજ છે. એટલે ખેતીના ધંધાને વધુ ફળદ્રુપ બનાવવા માટે

પ્રયત્ન થવાની જરૂર છે. ગયા દુષ્કાળ વખતે ખેતીવાડીખાતાં તરફથી જે આંકડા રજુ માં આવ્યા હતા તે ઉપરથી જણાય છે કે, આ રાજ્યની જરૂરીયાત પ્રમાણે માત્ર ૭૫ થી ..કા અનાજ આ રાજ્યમાં પાકે છે. આ સ્થીતિ દુર કરવા ચાલુ ખેતી વધુ ફળદાયી બ- જોઇએ તથા મોટા પ્રમાણમાં પડતર જમીન ખેડાણ થાય એ માટે પણ પ્રયત્ન થવા જોઇ

ખેતી વધુ ફળદાયી બનાવવા માટે સારી ખેડ, ખાતર તથા પાણી એ ત્રણ બાબતો જરૂરની છે. એમાં ખેડ તથા ખાતરની જરૂરીયાતો ખેડુતો પોતાના પ્રયત્નથી કેટલેક અ પાડી શકે પરંતુ પાણી સબંધી મોટે ભાગે કુદ્રત ઉપરજ આધાર રાખવો પડે છે.

સંવત ૧૯૫૬ થી ૧૯૭૫ સુધીમાં લગભગ ૭ દુકાળ તથા સુકવણાના વર્ષ પડ્યાં છે. એટલે લગભગ દર બેત્રણ વરસે એક દુકાળનું વર્ષ આવે છે. આવી સ્થીતિ અગાઉ ન હતી. અને જ્યારે હાલમાં ઉપરાચાપરી દુકાળના વર્ષ પડવા માંડયાં છે ત્યારે. ખેડુતોને પાણી માટે કુદરત ઉપર તદન આધાર ન રાખવો પડે એ માટે વધુ ફાયદાકારક યોજના નહેરની છે. જો કે એ યોજના બહુ ખર્ચાળ છે છતાં પણ મારી જાણ પ્રમાણે સરકારે વ્યારા તાલુકામા ર્નખરી નહેરની એક યોજના હાથ પર લીધી છે અને તે જલદી પાર પાડવામાં આવે એટલુંજ હું ઇચ્છું છું. નહેર પછી તળાવોની યોજના છે. જે સંબંધમાં નવસારી પ્રાંતમાં થોડા વર્ષ ઉપર ઘણાં ગામોમાં નવાં તળાવો કરવામાં આવ્યાં છે. તથા જુનાની દુરસ્તી કરવામાં આવી છે પરંતુ ત્યાર બાદ ખેડુતોની સ્થીતિ દયા- જનક થઇ પડી છે. તેના કારણો તળાવો કર્યા પછી તથા તેને દુરસ્ત કર્યા પછી, આ તળાવોના પાણીનો લાભ લઇ શકે એવી સઘળી ક્યારીની જમીન ઉપર સરકારે હીમા- યતી આકાર ચઢાવ્યો અને તે આકાર ખેડુતો હજુ પણ ભરે છે, પરંતુ તળાવની સંભાળ લેનાર કોઇ રહ્યું નથી. સાંભળવા પ્રમાણે પબ્લીક વર્કસ ખાતાંએ એક ઠરાવ એવો કર્યો છે કે અમુક ટકા ઉત્પન્ન આવતું હોય તેવાં તળાવોનું સંરક્ષણ દુરસ્તી આ ખાતાંએ કરવી. બાકીના તળાવો મુલકી ખાતે સોંપવાં. આ ધોરણે મુલકી ખાતે સોંપવામાં મોટે ભાગે તમામ તળાવો આવી ગયાં અને મુલકી ખાતે તળાવો પાછળ ખર્ચ કરવાનું સાધન ન હોવાથી તેણે પંચાયતને સોંપવા ઠરાવ્યું અને પંચાયત એ જવાબદારી લઇ શકે એમ ન હોવાથી તેણે પણ એ તરફ લક્ષ ન આપ્યું. આ પ્રમાણે આ તળાવો ઉપર કોઇ દેખરેખ કોઇ દુરસ્તી કરનાર નથી. અને તળાવો નકામા થઇ ગયાં છે. એ તળાવોના પાણીનો ઉપયોગ મોટે ભાગે ખેડુતોથી લેવાતો નથી છતાં પણ હીમાયત આકારતો દર વરસે ભરવોજ પડે છે તો આ તળાવો તાકીદે સુધારવાં જોઇએ તથા જરૂર પડે નવીન તળાવો કરવા સરકારે યોજના કરવી જોઇએ. હવે સૌથી હલકી યોજના કુવા સંબંધી છે કુવા સંબંધમાં ઉપર જણાવેલી કોઇ પણ અડચણ આવવા સંભવ નથી, તેમજ જ્યાં નહેર તથા તળાવોના પાણી કામ કરી શકતાં નથી ત્યાં કુવાઓ ઉપયોગી થઇ પડે છે. સને ૧૯૧૧-૧૨ના ફેમીન રીપોર્ટ ઉપરથી જણાય છે કે અગાઉ કડી તથા અમરેલી કુવાઓ માટે છુટથી તગાવી આપેલી હોવાથી, કડીમાં ૨૪૬૮૬૫ વીંઘા તથા અમરેલીમાં ૮૨ વીંઘાં જમીનમાં કુવાના પાણીથી અનાજ તથા ઢોરોનો ખોરાક તૈયાર કરવામાં આવ્યો સંવત ૧૯૭૫ના ફેમીનમાં પણ જે ખેડુતોને કુવાનું સાધન હતું તેમણે પોતાનો તથા પોતાના સારી રીતે બચાવ કર્યો હતો.જ્યારે બીજા પ્રાંતોમાં દુકાળ જણાય છે ત્યારે, ઇશ્વર કૃપાએ પ્રાંતમાં એકાદ વરસાદની તાણ પડે છે. આવે પ્રસંગે જેને કુવાના સાધનો હતાં તે સારો લાભ મળ્યો છે. આથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે દુકાળ તથા સુકવણાંમાંથી દરેક ખેડુત પાસે એકાદ કુવો તો હોવો જોઇએ. કુવાની અગત્યતા સરકાર પણ સારી

સમજે છે અને તેથી તગાવીનો નિયમ કરવામાં આવ્યો જેમાં કુવા વગેરે માટે રૂ. ૫૦૦ વગર વ્યાજે તથા વધુ રકમ માટે ૩॥ ટકા વ્યાજે તગાવી આપવાનું ધોરણ ઠરાવ્યું હતું. પાછળથી સંવત ૧૯૮૬માં દુરસ્તી કરવામાં આવી તેમાં ૫ ટકા વ્યાજ લેવા ઠરાવ્યું છે. આ રીતે વ્યાજ ઠરાવવાથી ખેડુતો તગાવી લેતા અટકી પડયા છે, કારણકે ખેડુતોની સ્થીતિ એટલી બધી કંગાળ છે કે ખેતી સુધારણાર્થે વ્યાજે નાણાં લાવી કામ કરવા તેઓ હીંમત કરી શકતા નથી. આથી જમીન વધુ ફળદ્રુપ બનાવવા માટે તથા દુકાળ અને સુકવણાના વર્ષોમાં બચાવ કરવા માટે કુવાઓ માટે ખેડુતોને વગર વ્યાજે તગાવી આપવા વ્યવસ્થા થવી જોઇએ. વળી આવા કુવાઓની સૌથી વધુ જરૂર નવસારી પ્રાંતમાંજ છે કારણ સને ૧૯૨૧ના ખેતીવાડી સંબંધી આંકડા જોવાથી જણાઈ આવે છે કે, કુવાના પાણીનો ઉપયોગ કડી પ્રાંતમાં ૨૧૨૭૫૩ વીંઘાં જમીન અમરેલીમાં ૪૪૭૧૫ અને વડોદરામાં ૨૬૭૨૫ વીંઘામાં થયો છે. જ્યારે નવસારી પ્રાંતમાં ૪૬૩૫ વીંઘામાં થયો છે. આ ઉપરથી નવસારી પ્રાંતમાં કુવાના વધારાની કેટલી જરૂર છે તે જણાશે. સામાન્ય રીતે ૨૦ થી ૨૫ હાથ કુવા ઊંડા હોય ત્યાં લગી કોશથી અગર રેંટથી કામ લઇ શકાય પરંતુ જ્યાં એથી વધુ ઊંડા પાણી હોય છે ત્યાં રેંટથી કે કોશથી કામ લેતાં વધુ ખર્ચ આવે છે અને મારા અનુભવ પ્રમાણે એવો ભાગ નવસારી પ્રાંતમાં મોટો છે કે જ્યાં ૩૦-૩૫ હાથ કે એથી વધુ ઊંડાણમાં પાણી પુષ્કળ હોવા છતાં ખર્ચમાં ન પોષાવાથી લોકો કુવાનો ઉપયોગ કરતા નથી તેમ નવા કુવા કરવા તરફ તત્પરતા બતાવતા નથી. આ માટે ઓઇલ એનજીન પંપની યોજના ઘણી સારી છે. આથી દરેક ખાતેદાર ખેડુતોને કુવાઓ હોવાની જરૂર ઓછી થાય છે અને થોડા ખેડુતો એકત્રપણે એક કુવામાં ઓઇલ એનજીન રાખી ઘણી જમીનમાં પાણી લઇ શકે માટે જ્યાં ૨૫-૩૦ હાથ કરતાં વધુ ઊંડા કુવા હોય ત્યાં ઓઇલ એનજીનો મોટા પ્રમાણમાં દાખલ થાય એ માટે પણ ઉપરના ધોરણથી છુટથી તગાવી આપવા સરકારે સગવડ કરવી જોઇએ. તા. ૧૮-૪-૧૮ રોજે મળેલી પંચાયત પ્રતિનીધી સભા વખતે રા. રા. મણીલાલ બાલાભાઇ ડાયરેકટર ઓફ કોમર્સ સાહેબે પણ ઓઇલ એનજીન પંપની યોજનાની ખાસ જરૂરીયાત સ્વીકારી છે અને પોતા તરફથી ખાસ એક પુરવણી ઠરાવ રજુ કર્યો છે અને તેમાં જણાવ્યું છે કે પંપો તથા એનજીન માટે ખેડુતોને સારી જામીનગીરી ઉપર નાણાં ધીરવાં અને તેના પ્રથમના ત્રણ વર્ષનું બીલકુલ વ્યાજ લેવું નહીં. ત્યાર બાદ પાંચ ટકાનું વ્યાજ લેવું તથા પ્રથમના ત્રણ વર્ષ પુરાં થયા બાદ હપતા ચાલુ થાય એ પ્રમાણે ઠરાવવું.

મજુરેલી ઢબના ઓજારો સંબંધમાં જણાવવાનું કે, છેલ્લાં પાંચ સાત વરસ થયાં મજુરીના દરો એકના ચાર ઘણા વધી ગયા છે, એટલે ખેડુતોનો નફો મોટે ભાગે મજુરીમાં ખેંચાય છે વળી મજુરીના વધી ગયેલા દરોને લીધે ખેડુતો પોતાની જમીન જોઇએ તેવી સારી રીતે ખેડી શકતા નથી અને તેથી પાક પણ કમી ઉતરે છે. વળી હાલમાં ઉપરાચાપરી એટલી નવી મીલો તથા કારખાના નીકળવા માંડ્યા છે કે, જેમાં ખેતીના ઉપયોગી મજુરોનો મોટો જથ્થો ખેંચાઇ જશે અને આ જોતાં ભવિષ્યની ખેતી માટે મોટી ચીંતા રહે છે. આ માટે બે ઉપાય લઇ શકાય છે, એક તો એ કે મજુરોને બહાર જતાં અટકાવવાં તથા બીજો ઉપાય ખેતીના ઓજારોમાં એવો સુધારો કરવો કે મોટે ભાગે કમી થતાં મજુરોની ગરજ સારે.

મજુરોને બહાર જતાં અટકાવવા સંબંધમાં આપણે શું કરી શકીએ તે હું હજી કલ્પી શકતો નથી, તોપણ બીજી બાબતમાં આપણે ઘણું કરી શકીએ એમ છે. હાલમાં અમેરિકન તથા બીજાં એવાં ઓજારો છે કે જેનો ખેડુતો ઉપયોગ કરતા નથી, તે

કરાવી તેનો ઉપયોગ ખેડુતો કરવા માંડે તો થોડી મહેનતમાં ઘણું કામ થાય એમ ...ણા રાજ્યના ખેતીવાડીખાતાં તરફથી પણ આ બાબત ખાસ લક્ષ આપવામાં આવે ...તીના ઓજારોમાં થોડી મહેનતે તથા થોડા ખરચે વધુ કામ થાય એવા સુધારા કરી દર પાંચ સાત એવાં નવાં ઓજારોની સોધ કરી તથા બતાવી ખેડુતોને તેની ઉપયોગીતા સમજાવે તો ઘણું થઇ શકે એમ છે.

## ખેતીના સાધનો.

ખેતીના સાધનો માટે સારાં ઢોર, ખાતરની યોજના તથા વાવેતરના નિર્ભેળ બીજ છે, તે પણ સરકાર અને પ્રજાએ કરવી જોઇએ. સ્વાશ્રય અને આત્મબળના સિદ્ધાંતોને જો આપણે આપણી ઉન્નતિ કરવી હોય, તોજ કાંઇ કાર્ય થઇ શકે. પ્રત્યેક ગ્રામ્ય પંચાયત પોતાનાં ગ્રામ્યમાં સારાં ઢોર ઉછેરી શકે, ઢોરની માવજત તેની પાસે લેવાતાં કામના પ્રમાણમાં થવી જોઇએ. બળદ, ગાયો અને ભેંસોની ઉત્તમ જાતની ચાકરી કરી તેમના દ્વારા ખેતીના રસકસમાં વધારો મેળવવા મહેનત કરવી જોઇએ. આપ જાણતા હશો કે અમેરિકાના લોકો પોતાને ત્યાંના ઢોરોની ઓલાદ સુધારવા એક આખલાની કીંમત રૂ. ૧૦૦૦) એક હજાર કે તેથી પણ વધુ આપી આ દેશમાંથી લઇ જાય છે, જ્યારે આપણે ત્યાં ઢોરોની ઓલાદ સુધારવા જરાપણ લક્ષ આપવામાં આવતું નથી. એને લીધે આપણે ત્યાં બળદો, ગાયો અને ભેંસોની ઓલાદ ઘણીજ નાની અને અશક્ત થઇ ગઇ છે. અને તેનું પોષણ કરવાનો જે ખર્ચ આવે છે તેના પ્રમાણમાં લાભ ઘણો થોડો મળે છે માટે મારી દરેક ખેડુત ભાઇને વિનંતી છે કે ઢોરોની સારી ઓલાદ ઉત્પન્ન કરવા માટે ખાસ લક્ષ આપવું જોઇએ તેમ નબળી ઉછેરનો અટકાવ કરવાની પણ ખાસ જરૂર છે. આ સંબંધમાં કોઇ પણ ગામના લોકો ઉત્સાહથી પ્રયત્ન કરશે તો તેમાં સરકાર પણ યોગ્ય મદદ આપશે એમ હું આશા રાખું છું.

## જમીન મહેસુલ.

જમીન મહેસુલનું બંધારણ કાયમનું થવું જોઇએ. ક્રમભાગે જમીન મહેસુલ અમુક અમુક વર્ષના અંતરે કરતું રહ્યું છે, તેથી ખેડુતોના પરના કરો ઓછા થવાને બદલે વધ્યા છે. દુષ્કાળ પડ્યા હોય કે પાક બરાબર ન ઉતર્યો હોય, તોપણ ખેડુતોને તો મહેસુલ ભરવુંજ પડે જેથી ખેડુતો નિચોવાઇ ગયા છે અને સાહુકારોના દેવામાં ડુબી ગયા છે. બંગાળ જેવા પ્રાંતમાં જ્યાં મહેસુલ કાયમનું છે, ત્યાંના જમીનદારો આબાદ અને ધનાઢ્ય છે. એ તો નિર્વિવાદ છે કે મનુષ્ય પોતાની મહેનતના બદલામાં ફળ મળતું નથી ત્યારે તે નિરાશ થાય છે અને ભાગીને હાથ દઇ કર્તવ્યથી વિમુખ થાય છે તેમ આપણે નિરાશ ન થતાં પ્રયત્ન ચાલુ રાખી ફતેહ મેળવવાની જરૂર છે.

## શાળાઓ અને પુસ્તકાલયો.

શાળાઓ તથા પુસ્તકાલયોની સંખ્યા ૫૫ અને ૨૫ ની છે તેમાં વૃદ્ધી થવી જોઇએ. પ્રત્યેક ... એક શાળા અને એક પુસ્તકાલય હોવાંજ જોઇએ. કેળવણીના હાલના બંધારણમાં ફેરફાર થવો જોઇએ. ખેતીવાડી અને ધર્મનીતિના શિક્ષણને પ્રાધાન્યપદ આપી પ્રાચીન સંસ્કૃતિ-વિદ્યા પ્રજાને મળવી જોઇએ. જેના સેવનથી વિનય પ્રાપ્ત થાય અને પ્રજાનું કલ્યાણ થાય એ કેળવણી હોવી જોઇએ.

પુસ્તક એ મનુષ્યનો જીવન પર્યંતનો સાચો સાથી છે એ સાથી સોધવામાં અત્યંત ... જોઇએ. કહેવત છે કે " જેને જેવો સંગ રંગ તેવો પણ બેસે " તેમ સાગ

ાનું વાંચન એ સારા મીત્રની ગરજ સારે છે. આપના લોકોને ઉત્તમ ચારિત્ર્યશાળી બન પુસ્તકોની જરૂર છે તેવાંજ પુસ્તકોનો સંગ્રહ પુસ્તકાલયોમાં હોવો જોઇએ.

ગયા વર્ષના સંમેલનમાં જે ઠરાવો પસાર થયા હતા તેમાં સુરતથી ડીંડોલી, સુધ મોલવડ આગળ તાપી નદી ઉપર એક પુલ અને કડોદ કસ્બામાં એક હાઇસ્કુલની માગણીના મુખ્ય હતા. કમભાગ્યે આપણી આ માગણીઓ સરકારે પુરી કરી નથી તો પુનઃ આપણે થઇ આ માગણીઓ પૂર્ણ કરવા પ્રયત્ન આદરવો જોઇએ.

## વ્યાપાર.

આ તાલુકામાં કડોદ સ્વદેશી કાપડના વ્યાપારનું મોટું મથક થઇ શકે એમ છે. હાથવણાટ અને કપડાં રંગવાનું તથા છાપવાનું કામ જો પ્રમાણીકપણે કરવામાં આવે તો કડોદ આખા પ્રાંતને નમુનેદાર શુદ્ધ સ્વદેશી કાપડ આપી શકે. હું આશા રાખું છું કે કડોદના સાહસીક હિંદુ મુસલમાન ભાઇઓ આ સાહસને ઉપાડી લઇ પ્રજાની મોટામાં મોટી સેવા કરી દેશ પ્રત્યેના પોતાના ધર્મનું પાલન કરશે.

## સ્વદેશી.

જે પ્રજામાં સ્વદેશી વસ્તુઓ પ્રત્યે પ્રેમ નથી, જેમણે પોતાના દેશના કારીગરોને ઉત્તેજન આપ્યું નથી તે પ્રજાની ઉન્નતિ હોઇ શકેજ નહીં. સ્વદેશી એ પ્રજાનો મોક્ષ મંત્ર છે. એટલે આપણા ખેડુત ભાઇઓએ તો સાદામાં સાદું અને પવિત્ર જીવન ગાળવુંજ જોઇએ. ખેડુતને પારકાના પર આધાર રાખવાની જરૂરજ ન હોવી જોઇએ. તેમણે તો પોતાના ક્ષેત્રોમાં પાકતાં ધાન્યથી શરીરને પોષવું જોઇએ અને પોતાના ક્ષેત્રોમાં પાકતા કપાસમાંથી પોતાનાજ ઘરમાં કંતાયેલાં સુતરના કપડાં વણાવી શુદ્ધ સ્વદેશી વસ્ત્રો ધારણ કરવાં જોઇએ. પ્રત્યેક ખેડુતના ગૃહમાં રેંટીયો વસેલો હોવો જોઇએ. નાના મોટાં સર્વને કાંતતાં આવડવું જોઇએ. જ્યારે આપણે આ વિચારોને ફરજ રૂપે સમજીને આચારમાં મુકીશું ત્યારે વિધાતાએ અવનતિના દુઃખમાં ડુબાડેલા આ રંક દેશની સાચી ઉન્નતિમાં આપણો ખેડુત વર્ગ મોટો ફાળો આપી કૃતકૃત્ય થશે. હું આપને સર્વને નમ્ર વિનંતિ કરું છું કે હવે વાતો નહીં કરતાં કામ કરવા પાછળ મંડી જવું એજ આપણો ધર્મ છે.

ભાઇઓ—આ સૃષ્ટીના સર્વ વ્યાપાર, વ્યવહાર કે અન્ય પ્રવૃત્તિઓનું મુખ્ય અંગ જે ખેડુતો છે તે ખેડુત વર્ગના પૂર્વકાળના આપણા કૃષીકારોએ ધીરજ, ખંત, અને ઉત્સાહથી ઇશ્વર પર શ્રદ્ધા રાખી, પરોપકાર, દયા, ભ્રાતૃભાવ, અને તહાડ તડકાના સંકટો સહન કરવાની શકતીથી એવાં ઉત્તમ કાર્યો કર્યાં હતાં કે જેથી, આ ભારતવર્ષને "સુવર્ણ ભૂમી"નું ઉપનામ પ્રાપ્ત થયું હતું. વિધાતાના વિચિત્ર નિયમોએ આજે આ દેશ રંકદેશની ગણનામાં ગણવા લાગ્યો છે, તેનો ઉદ્ધાર કરવાનું મહત્ પુણ્ય પ્રાપ્ત કરવાનો અવસર આ ખેડુત મંડળ પ્રાપ્ત કરે એવો પ્રયત્ન આદરવા આપણે સતત કાર્ય કરવા મંડી જવું જોઇએ.

છેવટ મારું ભાષણ સમાપ્ત કરવા પૂર્વે, આપે મને પ્રમુખપદનું જે માન આપ્યું છે માટે, હું ફરી આપનો આભાર માનું છું. આ સંમેલનનું કાર્ય યશસ્વી થાય અને આપણે ખેડુત મંડળને એક આદર્શ મંડળ બનાવી આતાલુકાના ભાવી ખેડુતોના ઉદ્ધારનું એક અને પ્રમાણીક મંડળ બનાવીએ, એવી પરમાત્મા પ્રત્યે નમ્ર યાચના કરી હું મારું પ્રવચન પૂરું કરું છું.

મણીભાઈ નરોત્તમભાઇ

છપાવી પ્રસિદ્ધ કરનાર:—શ્રી કામરેજ મહાલ ખેડુત મંડળ તરફથી

**મણીભાઈ નરોતમભાઈ દેશાઈ.**

પારડી તા. કામરેજ. જી. સુરત.



છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.

શ્રી " અનાવિલ " પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.